ॐ

श्री एक लिंगेश्वरो विजयत तराम्

# गान माळ.

---

प्रारभ्यते नखलु विघ्न भयेन नीचैः
प्रारभ्य विघ्न विहिताः विरमन्ति मध्याः ।
विघ्नैः पुनः पुनरपि प्रतिहन्य मानाः
प्रारब्ध मुत्तम जनाः नपरित्यजन्ति ॥ १ ॥



प्रकाशक.

श्री राजनगर
भट्टमेवाडा.
सन्मित्रसमाज.

---

અમદાવાદ
નિર્મળ પ્રિન્ટિંગ પ્રેસમાં લલ્લુભાઇ ઈશ્વરદાસ
ત્રિવેદીએ છાપી.

---

સંવત ૧૯૬૩. શકે ૧૮૨૮
મહાશિવરાત્રિ.



# વિજ્ઞપ્તિ.

શ્રી ઇષ્ટદેવ એકલિંગ પ્રભુને પ્રણામ કરી આનંદની સાથે જણાવતાં ખુશી થાય છે કે સુધારાના સૂર્યનો ઉદય થયો છે તેનો પ્રકાશ હમારી જ્ઞાતિમાં થોડે થોડે પડવા લાગ્યો છે.

એજ કારણથી થોડા સમયથી શ્રી રાજનગર ભટ મેવાડા મિત્ર મંડળ સમાજ સ્થપાઇને પોતાની જ્ઞાતિનું હિત વધારવામાં તન મન ધનથી શ્રમ લઇ ઊછરતા બાળકોમાં જ્ઞાનનો પ્રકાશ કરવા કાર્ય કરે છે તેમાં સર્વે જ્ઞાતિ બંધુઓએ મદદ કરવી ઘટે છે.

લિ. શુભ ચિંતક.

श्रीमहेशाम्बिकाभ्यांनमः

श्रीमत् ज्योतिश्चक्र चूडामणिः भवानिशङ्करात्मज महाशङ्करेण विरचितम्.

## श्री एक लिंगजी स्तोत्रम्.

महाराज राजाधिराज स्वरूपम्
जगद् रक्षणार्थं धृतं दिव्यरूपम् ।
नगावर्त देशे महा भूप भूपम्
सदैवैक लिंगं सुरेशं नमामि ॥ १ ॥
शिरोऽनर्घ्य छत्रं महोक्षः सुपत्रम्
सुदिव्याम्बरा भूषणाद्यै विचित्रम् ।
जगन्मात युक्तं गणाधिश पुत्रम्
सदैवैक लिंग सुरेशं नमामि ॥ २ ॥
गजाश्वादिछत्रांकितं पाद पद्मम्
विचित्रासनबद्ध पद्मासनस्थम् ।
सुमुक्ता फलाना गले संकुलसन्तम्
सदैवैक लिंगं सुरेशं ॥ ३ ॥
घनश्याम वर्णार्क कोटि प्रभाभम्
करे कंकणं शोभित भाल चन्द्रम् ।
सुकस्तूरिका कुंकुमैर्चर्चिताङ्गम्
सदैवैक लिंगं सुरेशं ॥ ४ ॥
यमोङ्काररूपं त्रिलोकाधि भूतम्
जगत्यादि मध्यान्त कृत्ति विकल्पम्
चतुर्मिमुखैः केनसंस्तूयमानम्
सदैवैक लिंगं सुरेशं ॥ ५ ॥

सदा पुष्पदन्तादि गान्धर्व मुख्यैः
सहस्त्रानन शेष सगीयिमानम् ।
रमानाथ संभोजनैर्प्रार्थ्य मानम्
सदैवैक लिंगं सुरेशं नमामि ॥ ६ ॥
स्वकीयेच्छया राजचिन्है: समेनम
सदा सर्व भोगोप भोग रूपेतम् ।
सुवज्राङ्कित दिव्य सिंहासनस्थम्
सदैवैक लिंगं सुरेशं नमामि ॥ ७ ॥
सदाभुक्ति मुक्तिप्रद शान्त रूपम्
स्वभक्तार्ति नाशं हरेत्काल पाशम्
नृपार्थे सुमेवाड देशे वसन्तम्
सदैवैक लिंगं सुरेशं नमामि ॥ ८ ॥

श्रीमद् लिंगैकाष्टक—मधुना मदा शङ्करेण गणकेन
रचितमन्द् धीयातः कुशाग्र बुध्या बुधे· शोध्यम्

**ગાયન ૧ લું.** ( સર્વે સાથે બોલવું. )

સુખ કર પ્રભુ દુઃખ હર વિઘ્ન જય ગજાનના (૨)
ગૌરી સુતા ગજવદના જય ગજાનના (૨) ટેક. સુખકર.
ઉમયાપતિ આ નંદીન નંદીન સદ્બુદ્ધિનો દાતાર,
સકલ મનોરથ મનના પુરે સુરનરનો સરદાર. સુખકર. ૧
ગજવદન મહારૂપ મનોહર એક દંત મુખ ધાર,
સિંધુર અર્ચન અંગે શોભે શીર શેવંત્રાં બાર. સુખકર. ૨
કર્પુર આરતિ મોદક વલ્લભ પાયે ઘુઘરનો ઝમકાર,
મુષક વાહન ફરશી આયુધ આપો જસ ભંડાર સુખકર. ૩
સકલ કલા ગુણ લક્ષણ પુરણ શુભ જેહનો પરિવાર,
કૃપા કરી તવ ભક્તિ આપો કરૂં લંબોદર નમસ્કાર સુખકર. ૪

**શાખી.**

દુંદાળો દુ:ખ ભંજનો, એવો ગણપતિ રાય;
ધ્યાન ધરી આર્ય બંધુઓ, ભજોને હુંઢી રાય. સુખકર. ૫

એમ. ડી. જોષિ

**ગાયન ૨ જું.**

આપો સુમતી એક લીંગ તમે. ( ૨ )
આ સંસારમાં નામ તમારૂં ભજે સઉ નરનારિ,
દયા ધારી. લેજો તારી. સઉ નમીએ અમે. આપો
તાત તમ આધાર તમ કૃતિનો નહિ પાર,
નમું એક લીંગ વારંવાર;
કરો સુખ નિરધાર નહિ સંસારમાં સાર,
મણીશંકરની વિનતિ એજ સહાયે હમારી થાઓ,
જાણી દાસ, પુરો આશ, ધ્યાન ધરીએ અમે. આપો.

શીવ શીવ શીવ શીવ શીવ સહુ સમાજ ગાતી આજ,
રાખો લાજ, શિરતાજ, સહુ ભક્તો નમે. આપો.

એમ. ડી. જોષિ.

## ગાયન ૩ જું.

શ્રી એક લીંગ નાથનેરે વંદિયે હમે,
વંદિએ હમે તે સૌ સમાજતો નમે. શ્રી.
કષ્ટ નષ્ટ કરી કૃપાનિધાન સહાય કીજીએ,
સ્મરણ આપનું હમેશ ચિત્તમાં રમે. શ્રી.
પ્રભુ દયાલુ ઇષ્ટદેવ છોજી શંકરા,
પવિત્ર નામ આપનુ મેવાડીને ગમે. શ્રી.
અજ્ઞાન અંધકાર જે છવાયુ વિભુ આ સમે,
કાપી. સ્થાપી. સ્થીર મતિને.
શુભ ગતિને. આપજો તમો શ્રી.

એમ. ડી. જોષિ.

## ગાયન ૪ થું.

એકલીંગજી દેવા, કરિએ શેવા, હોંસ ધરીને હમેશ,
આવો બંધુ હમારા, સુખ દેનારા, પૂજીએ શ્રીજી મહેશ. એ૦
શરાતન મેવાડ ભૂમીમાં શંકરનો છે વાસ,
શેવક સઘળા દર્શન કરીને પામે આનંદ ઉલ્લાસ;
ઇષ્ટદેવ હમારા, લાગો પ્યારા, કાપોને કષ્ટ કલેશ. એ૦
અધમ દશા પ્રભુ થઇછે હમારી ઉધારો દીનદયાળ,
સનમતિ આપિ કષ્ટને કાપિ સુધારો હમને કૃપાળ;
એવિ અરજ હમારી, હજુર તમારી, સ્વિકાર કરજો હૃષેશ. એ૦

[illegible]

## ગાયન ૫ મું.

સુખ કરરે મમ એકલિંગ દીનબંધુ. (૨)
દુઃખ હરરે પ્રભુ છો તમ કરૂણા સિંધુ. (૨)
મેવાડ તણા મહારાણા ત્રિભુવનમાં યોગી ગણાણા,
શ્રીનાથતણા છો મિત્ર દીસો શુ સચિત્ર,
જ્ઞાતિ મેવાડાના દીનબંધુ. પ્રભુ છો. ટેક.
ભક્તોને સહાયજ કરતા દુઃખ હરિ સુખના છો ભરતા.
કિર્તિ જગ જામી બહુછો નામી. જ્ઞાતિ મેવાડાના દીનબંધુ.
પ્રભુછો.

### સાખી.

વ્યાઘ્ર ચર્મને ઓઢિયુ, ગલે રૂંઢની માલ;
વૃષભાસન શુભ શોભાતું, ભાલચંદ્ર વિશાલ. સુખ કરરે.
પંડિત મોહનશર્મા.

## ગાયન ૬ ઠું.

ભીડ ભંજન ભવભય હર શંકર સતિ કાન્ત ત્રિપુરારી,
ખળદળ ગંજન મુની મન રંજન ધ્યાતા સુરવર મોરારી. ભી૦
અઘહર શશિધર વિષધર ફણીધર શિરે ગંગ જટાધારી,
શેવક સુખકર ગીરજા વરવર કરે કપાળ ત્રિશુળ ધારી. ભી૦

### સાખી.

માગીએ તમથી એટલું એકલીંગ અવીનાશ,
જાણી બાળ પોતાતણા કરો સફળ મન આશ.
ચર્મામ્બર ધર ભસ્મ વીલેપીત, રૂંઢમાલ ધર સુખકારી;
ભટ્ટ મેવાડા વીપ્ર સકળ મળી યાચે લળી લળી સ્મર હારી. ભી૦

ગોવર્ધન જગન્નાથ.

## ગાયન ૭ મું.

તમે બ્રાહ્મણછોજી મેવાડા, કેમ સુધર્યામાં છેવાડા,
મેવાડ ભૂમિના રાજા, રણુ ગાજવે રૂડા ઝાઝા;
તે યાદ કરી નહિ લાજ્યા, સુધારે પડો નહિ આડા. તમે.
સઘળી દુનિયાની જાતો, વળી નીચ ગણાતી નાતો;
સુધારે રીત રીવાજે, દુર કરો કુસપી ખાડા. તમે

અં. મુ. વૈદ્યરાજ.

## ગાયન ૮ મું.

મેવાડના શુભ વંશને દીપાવનારો બ્રાહ્મણો,
થઇ છે અવનતિ જે આપની બતાવુ તેનાં કારણો ૧
પવિત્ર જે મેવાડ ભૂમિ ત્યાગી આવ્યા જ્યારથી,
કુસંપનાતો મુળ જામાને રહ્યાં છે ત્યારથી. ૨
કર્યા છે વાસ ભિન્ન ભિન્ન સ્થાનમાં જઇ તમે,
ગણ્યાછે ઉંચ નિચ જ્ઞાતિ બધુનેજી આ સમે. ૩
જથામા જે મથ્યા રહ્યા મોટાઇ હાથ મેળવી,
વિના જથાના રંકને નિચા કર્યા છે ફેરવી. ૪
ઇર્ષા વધી છે જ્યારથી પરસ્પરે પિડા કરી,
મળે ન ભ્રાત ભાવ જ્ઞાતિ બધુમાં જોતા જરી ૫
ખમાયના બીજાનું શ્રેય થાય જો સ્વદેહથી,
કદી પડે દશાના ફેરથી ફુલાય હેતથી. ૬
રે દોષને દેખાડવામા કાળ કાઢું કેટલો,
નથી મને એ રૂચતું ગુમાવું કાળ એટલો. ૭
બન્યું છે તે બની ગયું થવાનુંતું તે થઇ ગયું,
સુધારવાનું કામ છે સુધારવાને જે રહ્યું. ૮
તજો કુસંપ દ્વેષને સ્વજ્ઞાતિ સંપ આદરો,
મળીને જ્ઞાતિ બંધુઓમાં સંપથી સભા કરો. ૯

ખસેડજો ખરાબ જે રીવાજ જાણીને રહ્યા,
કરોને દેશ કાળને અનુસરીને જે કહ્યા. ૧૦
પરસ્પરે વહાલ જ્ઞાતિ બંધુમાં વધારશો.
કદાપિ કોઇ સંકટે પીડાય તો તે નીવારશો. ૧૧
કુળાભિમાન કાપીને સમાન ભાવ સ્થાપીને,
રહોજી જ્ઞાતિ બધુઓમા પ્રેમ ભાવ વ્યાપીને. ૧૨
નિંદા નથી આમાં જરા અપમાન કોઇ ભાતીનુ,
અંબા અને શંકર મળી કલ્યાણ કરજો જ્ઞાતિનુ. ૧૩

અં. મુ. વૈદ્ય.

## ગાયન ૯ મું.

પ્રભુ એકલિંગ મમ દેવ દયાળુ એકલિંગ મમ દેવ. ( ૨ )
નિત્ય ભાવથી કરીએ સેવ કૃપાળુ ભાવથી કરીએ સેવ. (૨)
પ્રભુ.

ત્રિશુળ ધારી વૃષભે સ્વારી,
અર્ધાંગે શોભે ઉમયાજી નારિ;
શીરા વિષે ગંગાને બેસારી,
ભાલ વિશાલ શશી શુભધારી.
એવા પ્રભુ દર્શનદ્યો તતખેવ. કૃપાળુ. ટેક.

મેવાડ ભૂમિ રળીયામણી, મમ ઇષ્ટનો છે વાસ...... જ્યાં.
ઇંદ્રાદિ દેવો સેવતા રવી શશીતણોય પ્રકાશ ત્યાં.
મણિધર ધરો સર્વાંગમાં વામાંગ સતિ શુભ શોભતી.
ગણુ બાલ દુઃખ દલ ગંજનો દેખી મતિ મુજ લોભતી.
એવા પ્રભુ દર્શન દ્યો તતખેવ. કૃપાળુ. ૧

એમ. ડી. જોષિ.

## ગાયન ૧૦ મું.

## स्वदेश किर्तन.

સ્વદેશના હિત કારણ માટે સ્વદેશી બંધુ મળ્યા સહુ અહીં,
સ્વદેશના અભિમાને રહેતો તેને દુઃખ ન આવે કાંઇ;
તેથી સર્વે ટેક ધરિને વિદેશી વસ્તુ ત્યાગ કરો,
ભ્રાતૃ ભાવથી હળી મળી ચાલી ભારતનો ઉદ્ધાર કરો. ૧
આજસુધી અજ્ઞાને કરીને સૂર્ય ઉદય પશ્ચિમ થયો,
જ્ઞાન ચક્ષુથી જાગી જોતાં અંધકાર અળગોજ ગયો;
આપ આપનું શ્રેય ઇચ્છવા સત્ય અસિ લેઈ સ્વસ્થ કરો,
ભ્રાતૃ ભાવથી હળીમળી ચાલી ભારતનો ઉદ્ધાર કરો. ૨
ભાવિ સુખ ઇચ્છોતો ભાઇ પુરણ કરવા ધારો હામ,
વિદેશીઓના વિયોગી થઇને સ્વદેશનું રાખોને નામ;
દેશ વિદેશે ફરી ફરિને સહુ હુન્નરને આરોગ્ય કરો,
ભ્રાતૃ ભાવથી હળીમળી ચાલી ભારતનો ઉદ્ધાર કરો. ૩
ઉન્નતિ કારણ યત્ન આચરો હિંમત ધારિ કરજો કામ,
પરાપૂર્વનું સંકટ જાશે ભરતભૂમિમાં રહેશે નામ;
ધર્મ કર્મ ભોગવવા માટે દેશિ કારીગરી પાણી ધરો,
ભ્રાતૃ ભાવથી હળીમળી ચાલી ભારતનો ઉદ્ધાર કરો. ૪
અચલ કિર્તિ મળશે જગમાંહી સ્વદેશ શેવામાંહિ સાર;
માતૃ ભૂમિને વંદન કરીને ભ્રાતૃ બોલો સઉ જયજયકાર;
તન મન ધન સૌ અરપણ કરીને સ્વદેશનો સત્કાર કરો;
ભ્રાતૃ ભાવથી હળી મળી ચાલી ભારતનો ઉદ્ધાર કરો. ૫
વંદે ભારતમ્ એ પદ બોલી પ્રેમ શૌર્ય ઉત્પન્ન કરો,
ઐક્ય ભાવથી હર્નિશ રહેતાં દેશ ભક્તિને પ્રાપ્ત કરો;
ઇષ્ટદેવ એકલિંગ પ્રભુનું એક ચિત્તથી ધ્યાન ધરો,
ભ્રાતૃ ભાવથી હળી મળી ચાલી ભારતનો ઉદ્ધાર કરો. ૬

એમ. ડી. જોષિ.

૧૯૦૦

## ગરબી.

સખિ કહું છું હિતની વાત, સુણજો હેત ધરી,
જેથી સુખ આવે સાક્ષાત્ દુઃખને દૂર કરી.
પ્રથમ જગતમાં યશ મેળવવા, સદ્ગુણ સઘળા સજવારે,
અપ કીર્તિ દેનારા સઘળા, અવગુણ ઉરથી તજવા. સુણજો..

નૃસિંહાચાર્ય.

## સ્તુતિ.

મંગળ સમયે મંગળ કરના. મંગળ ગુણ ગાવો;
છે અમંગળ કરે સુમંગળ નિશ દિન હર ધ્યાવો.
કાપે તાપ ત્રિવિધ ભવ દુઃખના સ્મર્ણ માત્રે કિલ્મિષ દહના,
એવા શ્રી. એક લિંગજીના ચરણ શરણ થાઓ. મંગળ
શશિ શેખર નીલકંઠ શિવોત્તમ.
યાચે દાસ ધરિ આશ પાસ તમ.
ભક્તિરૂપી રસ જ્ઞાન સુધા પાઓ. મંગળ.

**शिवम् ! शिवम् ! शिवम् !**